# સુરતની સુન્દરી

યાને

# વિધવાનો વરઘોડો





લેખક તથા પ્રકાશક

આદમ બી. આફ્રીકાવાળા

સ્ટેશન રોડ, ભાલેજ.

પ્રત ૧૦૦ સર્વ [illegible] સ્વાધિન. ઈ. સ. ૧૯૨૬

કીંમત એક આનો.



# સુરતની સુન્દરી

## યાને

# વિધવાનો વરઘોડો

ભાઇ વાંચો ભાઇ વાંચો એક આ ફેશનનો ગોટાળો;
કોલેજમાં શિક્ષણ લઇ સફળ કર્યો જન્મારો.

**હરીગીતમાં ચાલશે**

પ્રીય પાઠકો વાંચો તમે સાચી બનેલી વારતા;
ગુજરાત માંહી આતો બની ખરેખર એક વારતા.

જુઠું નથી સાચુ બધું છે તરતની આ વારતા;
વાંચકોને ટેશ દેશે ગરમાગરમ આ વારતા

મુંબઇથી આણુંદ આવતા સુરત નામે શહેર છે
વેપાર ઉદ્યોગો તણું મોટું ખરે એ ધામ છે

રહેતો હતો આ નગ્રમાં હું નોકરી મીલમાં હતો
આશા ભરી આ જીંદગી આનંદથી ગુજારતો

કામ મીલમાં હું કરી આ જીંદગી ગુજારતો
એશ ને આરામમાં પૈસા બહુ ઉડાવતો

* * * * *

રહેતી હતી "સુરત" મહીં સરલા નામે સુંદરી
ઉંમર વરસ બાવીસ તેવીસ વળી અક્કલે તે તો પુરી

લગ્ન તેના તો થયેલાં મુંબઇ મહી એક બ્રહ્મથી
જે મૃત્યુ પામ્યો છે અરે વર્ષ છ યા સાતથી

તે વખતથી સરલા તણું મન અરે માને નહી
શી રીત જુવાની ગાળવી રસ્તો કંઇ સુઝે નહી

એ વીચારને વીચારમાં વર્ષો વીત્યા ત્રણ ચારજો
બાપે ભણાવીને બતાવ્યો રસ્તો ચોક્કસ માનજો

અભ્યાસ થોડો ઘેર કરી એક પરીક્ષા પાસ કીધી
દાખલ થઇ કોલેજમાં પુરવા બાકીની વીધી

વીદ્યાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજ નામથી ઓળખાય છે
શીક્ષણ લીધું તે સ્કુલમાં તેનો ફજેતો થાય છે

દાખલ થતાં કોલેજમાં ભપકો અરે તેનો કર્યો
સાદો મુકી ફેશનએબલ પોષાક અંગે તો ધર્યો

બે વર્ષ અમદાવાદમાં પોતે રહી કોલેજમાં
નંબર પહેલો તો લીધો કોલેજના નોલેજમાં

બે વર્ષમાં ભણતર ભણી સેકન્ડીઅર તે તો થઇ
સર સપાટુ બહુ કરી મે'તી પદે તે તો ગઇ

નોકરી મીસ્ત્રેશની કરતી હતી વલસાડ મહીં
દર શનીવારે ખરે આવતી સુરત મહીં

પણ કર્મના જોગે કરી સ્કુલ થઇ સાહવારની
રહેવા કર્યો વીચાર તહીં સ્કુલ થતાં એકવારની

મકાન એક ભાડે લઇ રહેવાનું ત્યાં નકકી કર્યું
માબાપથી છુટા પડી શુભ કર્મ તેણે આદર્યું

પ્રેમનાં નોવેલ બહુ વાંચવામાં આવતાં
બુદ્ધી થઇરે ભ્રષ્ટ તેની વીરહ અગ્ની જાગતાં

સહેજ બુદ્ધી તો ખસેલી તે તણી પહેલા હતી
દરરોજ નોવેલ વાંચતા પ્રેમ જ્વાળા જાગતી

શું કરે એ સુંદરી જોબન ભરી એ યુવતી
નીશ્વાસ નાંખીને ખરે રાત્રીઓ ગુજારતી

લાગી હવા જ્યાં ઇશ્કની ન સહન કોથી થાય છે
વીરહ અગ્નીથી ખરે અંતર અતી અકળાય છે

વીચાર છેલ્લો આદરી નીજ મનથી નક્કી કરી
પુનઃ લગ્ન કરવા તણી યુક્તી ખરે તેણે કરી

બાંધી દીધાં બે પોટલાં લાજને શરમ તણાં
મુકયા ધકેલી બેઉને તાપી તણા પુરના વિશે

મુકી શરમ માબાપની ના લાજ પણ દુનીયા તણી
પત્થર પાકી તે ખરે કૂખ લજાવી માતની

નવ કર્મ એક નીચ કૂળની વીધવા અરે આવું કરે
દુનીયા મહી ખુલ્લે મુખે "બ્રાહ્મ પટલાણી ફરે"

પ્રીત કરી પટેલથી ફસી પડી બહુ પ્યારમાં
સંબંધ બાંધ્યો તેહથી જમતાં ખરે એક થાળમાં (પાત્રમાં)

ફરતાં હતાં આનંદમાં બુલબુલો એ બાગમાં
આખર ફજેતી તેમની થઇ ખરે વલસાડમાં

પટેલ યુવક એ 'કનૈયો' નામ "પુરસોત્તમ" છે
નામ પ્રમાણે હાલ તો પુરૂષો મહી ઉત્તમ છે

( ૭ )

## સાખી

સુંદર છબી જોઈ પટેલની ઉપજી અંતર પ્રીત
શુદ્ધ ખાદી દ્રેશમાં ચોટયું તેનું ચિત્ત
વીરહ થકી વીંધાયલું અંતર અતી અકળાય
વીરહ અગ્ની સમાવવા શોધ્યો સરળ ઉપાય

## ચાલુ

વાત વંઠી બેઉની વીચાર લગ્નનો થાય છે
એકે ન સારૂ બેઉ નહારાં બાઇ જેવા ભાઈ છે
લોકને ભેગા કરી લગ્ન તેઓએ લીધાં
ચાલુ અરે આ સાલમાં લગ્ન તો કરી લીધાં
આ કામ 'સરલા' એ કર્યું માબાપથી બહુ ખાનગી
પણ છુપુ તો જલદી ખુલે શું ? કમ નથી એ કુદરતી ?
આ વાત જાણી બાપ તેનો આશ્ચર્યના વમળે ચઢયો
નવ કર્મ આવું 'સરલા' કરે વીશમય મહી પોતે પડયો
'સરલા' કદી મમ નામને નહી એ અરે ડુબાવશે
શું દુઃખ છે તેના પરે ? કે કર્મ આવું આદરે ?
પણ વાત આવી જાણમાં હમ પુત્રીએ આવું કર્યું
જાવા પછી વલસાડમાં મનથી અરે નક્કી કર્યું
ટ્રેનની બહુ વાર હતી સ્ટેશન પરે ખોટી થયાં
દીલગીર સુખે મોટર કરી વલસાડમાં તો તો ગયાં

બેઠી હતી 'સરલા' ખરે પારકા એક ઘર વીશે
જાણી ગયાં દીલમાં પછી દીલગીર થયાં બહુ મન વીશે
જઇ કહ્યું એ દીકરી ચાવી ઘરની આપ તું
તૃષા ઘણી લાગી હમોને જલદીથી છીપાવ તું
બોલી નહી દીકરી ખરે એક શબ્દ પણ માબાપથી
ગુસ્સે ભરાઈ માત બોલી ચાવી કયમ નથી આપતી
દીકરી કહે કુવા ઘણા છે વલસાડ આ સીટી મહીં
પાણી કાઢીને પીવો સાધન સઘળું છે તહી
વળી જાવો આવ્યા હોય ત્યાં અહી તમારૂ કામ નથી
આજથી 'સરલા' તમારી પુત્રી કે દીકરી નથી
શું! બોલતી આ તું 'સરલા' ખરે કે આકાશ વાણી થાયછે?
વૃધ આ તુજ બાપથી ના કાંઇ પણ સમજાય છે?
ટુટી પડતી કેમ નથી આ વાદળી તુજ પર ખરે?
શું? માલીકની બુરી કૃપા મુજ પર થઇ છે રે અરે?
ન ધારતો સ્વપ્ના વીશે મમ કુળ તું ડુબાવશે?
વૃધ તારા બાપનું નાક તો તું કાપશે?
ન ધારતો હું તો કદી કે 'સરલા' આવી પાકશે?
નીજ માતની શુભ કુખને 'સરલા' અરે લજાવશે?
ધીક્કાર છે પુત્રી તને કર્મ „ તેં આ આદર્યું
જાતે કરી તુજ હસ્તથી પાપનું ભાથું ભર્યું

*　　*　　*　　*　　*

લાચાર છે લાચાર છે લાચાર વાર હજાર છે
શું કરે માબાપ તારાં ફેશન તણી આ બા'ર છે
ફેશન મહી પુત્રી ફસી જઇને ઉભી શીખર પરે
માબાપની આ આંખથી શ્રાવણ ભાદરવો ખરે

નામ બોળ્યું નાતનું કાળું કર્યું તુજ જાતનું
ઓ 'સરલા' તેં તો ખરે નાક કાપીયું બ્રહ્મો તણું

ના સહન થાએ મમ થકી મમ કલમથી પણ સૌ વળી
તો શી રીતે સહન કરશે ? માબાપ તારાં તો પછી

બ્રહ્મો " સરલા " નામને ધીટકાર આજે આપતા
રાત્રી દીવસ તુજને દીલથી અરે ધીકકારતા

બેઠો હતો રાત્રી વીશે હું તો અરે બજારમાં
ફરતો હતો આનંદથી ઇદના તહેવારમાં
કંઇ ચર્ચાઓ થાતી હતી તુજ નામની બજારમાં
ત્રણ પાઇએ વેચાય છે વરઘોડો આ શહેરમાં
હેન્ડબીલો દીઠાં બહુ લાલ લીલાં ને પીળાં
રાંડીરાંડ પણ ડોસીએ ખરીદ કર્યાં તે તો ખરાં
બુમ પાડતો બહુ જોરમાં ભવાડો આ વેચાય છે
વરઘોડો વીધવા તણો ત્રણ પાઇમાં બસ જાય છે

*　　*　　*　　*　　*

ખરીદ કર્યું એક હેન્ડબીલ ઝટ રૂપીયો વટાવીયો
વરઘોડો આ વાંચવા ત્રણ પાઈનો ધક્કો લાગીયો
વાંચતાં મથાળુ તેનું વીચારના વમળે ચઢયો
વીધવા તણો વરઘોડો વાંચી નવાઈમાં હું તો પડયો

ઓ સ્નેહી તું જો તો ખરો સુધારાનું આ કામ છે
વીસમી સદી મહી વીધવાઓ વંઠી જાય છે
ફેસન તણા ફંદે ફસી વીધવા પણ સધવા થાય છે
બ્રહ્મ જ્ઞાતિમાં પણ આજથી પુનઃલગ્ન થાય છે

પુનઃલગ્ન તો કંઇ થાય છે એ વાતમાં વાંધો નથી
પણ બ્રહ્મ પુત્રી પટલાણી થયાં એવુ કંઇ જોયુ નથી
ઓ હિન્દની બેનો તમો કૃત આવાં નવ કરો!
તમ હસ્તથી તમ જ્ઞાતની પડતી દશા શીદને કરો!

* * * * *

દીલગીર થઈ મમ ફ્રેન્ડને પુછી હકીકત આ બધી
વાકેફ થોડો તો થયો અથથી તે ઇતી સુધી
ઓ ધર્માભીમાની સુંદરી ઉપમા લખુ શુ! હું અહી
ચાલે કલમ આગળ નહી ખડીયો ખસે છે અહીં તહીં

* * * * *

મંદ લેરો પવનની આવતી મમ સ્થાનમાં
ચાંદની ખીલી રહી બેઠો અહી એકાંતમાં

ખડીઓ મનાવી કલમ પકડી સીગારેટ હું ફુંકતો હતો
આગળ લખવા આ બીના વીચાર મન કરતો હતો
પર જ્ઞાતીથી લગ્ન શું ! હીન્દુઓમાં થાય છે
ચાલુ જમાનાની મહીં બનાવ આવા થાય છે
બ્રહ્મ અને પટેલનું પુનઃલગ્ન આજે થયું
આ પૃથ્વીનું બ્રહ્માંડ સઘળું આજથી ફરી ગયું
પૃથ્વી ન ઝીલે ભાર આ બ્રહ્મપુત્રી તારા કાર્યથી
બ્રહ્મ કેમ બહુ લજવાય છે "સરલા" તારા લગ્નથી
શું ! મોહ લાગ્યો પટલથી ઘેલી થઇ તું પ્યારમાં
શું બ્રહ્મપુત્રો ન હતા કે ? લીધી ન તુજને લગ્નમાં
નેવનાં પાણી અરે મોભે ચઢયાં તુજ હસ્તથી
પુર્વનો સુર્ય ઉગશે પશ્ચીમમાં તુજ કાર્યથી

*   *   *   *   *

માય ડીયર ફ્રેન્ડને થોડી સલામ અહીં લખું
"બ્રહ્મ પટેલ" તરીકે આજથી આપને અત્રે લખું
પટેલ થઇ બ્રહ્મપુત્રીનું પાણી ગ્રહણ આપે કર્યું
સ્વરાજ્યનું પહેલું પગથીયું તમ હસ્તથી આજે થયું
તમ લગ્નની રીતી થકી હીન્દ યુરોપી થયું
આજથી દરીદ્ર બધું આ હીન્દનું જાતું રહ્યું
તમ દંપતીથી વલસાડનું પેરીસ અરે આજે થયું
તમ દંપતીથી બ્રહ્મો તણું મુખ બહુ ઉજ્વળ થયું

તમ દંપતીમાં સુખ શાન્તિ આરોગ્યતા સદા રહે
આશીશ એ દીલથી ખરા મીસ્ટર એ. બી. તો ચહે
પટેલ જ્ઞાતીની મહી કન્યા તણી અછત થઇ
બ્રહ્મ પુત્રી નીજ કુળ છોડી પટલાણી પટલની થઇ
આવજો રે આવજો દીલદાર સ્નેહી આવજો
આવાં થએલાં લગ્નનાં કંઇ હેન્ડબીલો લાવજો
લો આવજો મીસ્ટર તમે મીશીશને સાથે લઇ
લખશું પછી હીસ્ટ્રી બધી આજ તો બાકી રહી
ખડીયા મહી ખુટી પડી છે શાહી પણ આજે અરે
થાકી ગએલી કલમ પણ આગળ ન ચાલે તે ખરે
આ લખનારને માથે તમો દોશ કંઇ ના મુકશો
દર્શન કરાવ્યું સમાજને ઇન્સાફ તેને આપશો
મમ દેશની કંઇ દાઝથી આ બધું લખવું પડ્યું
બીના લખી સાચી બધી પ્રોગ્રામ બહાર હમણા પડ્યું

લેખક—

**આદમ બી. આફ્રીકાવાળા**



# જોઇએ છે

જાહેર ખબરો — આવીજ જાતની

હવે પછી બહાર પડનાર ચોપડીઓ

જેની હજારો નકલો છપાય છે તેમાં

લેવા માટે.

ભાવો કીફાયત

ગોઠવણી—ઉત્તમ

જરૂરથી લાભ થશે.

એક વખત ટ્રાય કરી જોશોજી.

લખો:-

**આદમ બી. આફ્રીકાવાળા**

સ્ટેશન રોડ, ભાલેજ.